૧ પૂર્વ જન્મની હકીકત ભાગ ૧

૧૨૮૩

વિદ્યાપીઠ

શ્રી ૧૧

શ્રી પરમાત્માને નમઃ

**શ્રી અંતાપુર વિષ્ણુપુરના ભૂપતિ હાલ ગુજરાંનવાલાના રાજા મનોહરસીંહનો ઇતિહાસ અને કર્મના સંચયનો ચીતાર" અથવા કર્મ કેવી રીતે બંધાય તે વિષેની હકીકતઃ-**

શ્રી અંતાઃપુર વિષ્ણુપુરના રાજા મનોહરસીંહ સોલંકી ભુષણ એક સમે પોતાના રાજબાગમાં હવા ખાવા ગયા હતા ત્યાં સુંદર કલ્પવૃક્ષ જોઇ તેના રમણીક જગ્યામાં બીરાજ્યા હતા ત્યાં સમીપ સુગંધીવાળો મનને હરણ કરે એવો સુંદર પવન આવે છે તે સમે વસંત ઋતુ ચાલી રહી છે. તે પ્રભાતમાં રાજા પોતાના મનના મનોરથમાં મગન થયો હતો તે સમે પેલા કલ્પવૃક્ષ ઉપર પોપટ હતો તે રાજાના મનોરથ જાણી કલ્પવૃક્ષ ઉપર બેઠેલો શુક બોલ્યો હે રાજન્! અહીંથી થોડે દૂર એક પરમ રમ્ય શિવાલય છે ત્યાં પધારો ત્યાં એક ઋષિના આશ્રમમાં "પદ્મનો સતી" શિરોમણી અનુપમ રાજકન્યા છે તેનું પાણી ગ્રહણ કરો. એવું કહી પેલો પોપટ શિવાલય ભણી ઉડીને ચાલ્યો ગયો રાજા પોપટના શબ્દથી પોતાના મનનું હરણ થઇ ગયું હોય તેમ ચારે દિશાઓ તરફ જોવા લાગ્યો પરંતુ કોઇ તે સમે જણાયું નહીં જેથી મનમાં વિચાર કરવા લાગ્યો તો આખરે જણાયું કે આ પોપટે મારા મનના મનોરથ જાણી નિમંત્રણ મૂકીને મારા મનનું આકર્ષણ કર્યું છે અને મને બોલાવી ગયો છે એમ ધારી પોપટના શબ્દરૂપ મંત્રથી બંધાએલો રાજા પોપટ જે દિશાએ ઉડી ગયો તે દિશા તરફ ચાલતો થયો જેમ ગરૂડી સર્પને મંત્ર ભણી આકર્ષાઇ ચાલ્યો જાય છે ને

સૌ તેની [illegible]જ ચાલે છે તેમ રાજા પોપટના શબ્દ મંત્રથી બંધાએલો પોપટ ઉડી ગયો તે દિશામાં પાછળ પાછળ ચાલ્યો.

મોહમંત્રનો બંધાએલો રાજા ઘણી મુદતે દંડકારણ્યમાં જઇ પહોંચ્યો અને મહા પવિત્ર રૂષિ વાલ્ખિલ્ય મુનિનો આશ્રમ જોઇ રાજી થયો તે આશ્રમમાં સાક્ષાત શ્રી બિલ્વેશ્વર મહાદેવનું સ્થાન હતુ ( જે સ્થાન હજી પણ વિધમાન છે) ત્યાં પરમ ભકત ક્ષત્રિ કુલને વિષે શુકલ કુલ સોલંકી રાજા મનોહરસિંહ ફરતા ફરતા તે આશ્રમમાં આવ્યા ત્યાં પરમ રમ્ય બિલ્વેશ્વરનું શિવાલય જોઇ આનંદ પામ્યા; ને પોતાનો ઘોડો એક વૃક્ષ નીચે બાંધી જગન્નિયંતા શિવના દર્શન કરવા શિવાલયના પારસદમાં જઇને ઉભા અને બે કર જોડી પ્રેમપૂર્વક ભગવાનની સ્તુતી કરવા લાગ્યા. હે વિશ્વેશ્વર ! હું તમને નમસ્કાર કરૂં છું. એવી મધુર વાણીથી સ્તુતી કરે છે. એટલે તે કોકીલાસમ સ્તુતી નીકળતી રાજાના મુખમાંથી સાંભળી નજીકના આશ્રમમાં રહેનાર રૂષિ બીલખેલે મનમાં વિચાર કર્યો કે આ બિલ્વેશ્વરની સ્તુતી કોઇ પરમ ભકત મહાન પુરૂષ કરે છે અને તે પરમેશ્વરનો પરમ ભકત છે. અહા ધન્ય છે, એવા ભકતોને કે પરમાત્મા જેના સ્વાધીનમાં રહ્યા છે એમ બોલી રૂષિ મહારાજ પોતાના આશ્રમથી બહાર નીકળી આવીને જાણે કોઇએ સંકેત કર્યો હોય તેમ તે રૂષિ જટાધારી અને વનફુલના વસ્ત્રવાળા મોટા યોગીરૂપ શિવજી મહારાજના પ્રસાદમાં શિવાલયના નજીક સંન્નિધમાં આવી મહા વિદ્વાન ઋષિ શ્રી બીલનાથજીને પ્રેમપુર્વક ભક્તિથી પ્રણામ કરી ભગવાનની સ્તુતી કરવા લાગ્યા. પોતાની નિર્દોષ કાવ્યની રચનામાં ગધ્ય પધ્ય છંદો બનાવીને બોલવા લાગ્યા. ઋષિ કહે છે હે પ્રભુ બીલનાથ તમો અનંત વિશ્વની રચના કરનારા છો હે નાથ તમો

ત્રીલોકને ઉપકાર કરવાના પ્રભાવથી વિશ્વમાં રૂપ ધરો છો તમો નિઃર્ગુણ છતાં અનેક રૂપમાં માયામય શોભાને આપો છો હે જગનનાથ તમો સર્વ દેવોમાં શ્રેષ્ટ છો અને અનેક જન્મમાં દુષ્ટોનો નાશ કરી ભક્ત જનોનું રક્ષણ કરો છો તમો સત્ય સ્વરૂપ સદાશિવ જગના નિયંતા પોતાના ભક્તજન પક્ષીઓના મનને સદૈવ આનંદ આપવાવાળા પરમ દયાળુ છો હે પ્રભુ તમો મહા દુઃખરૂપ સંસાર સમુદ્રને તારવાવાળા પરમ પ્રિયાનાથ છો હે પ્રભુ, તમો અનેક અપર દેવોના ગર્વને દૂર કરવાને સમર્થ છો અને માયામાં વિલાસ કરવાવાળા મહેશ્વર છો અને સંસાર સમુદ્રમાં ડુબતા ભક્તોને પાર ઉતારવાવાળા નૌકારૂપ છો તમારા ચરણને દેવતાઓ સેવે છે. હે પ્રભો અહોનિશ રિદ્ધી સિદ્ધી તમારા ચરણની દાસી થઇ રહે છે તમારી કૃપા કટાક્ષની કાંક્ષાવાળા ઇંદ્રાદિક દેવો તમારી કૃપા ઇચ્છે છે તે લોકો તમારા ચરણકમળમાં ભ્રમર થઇને રહ્યા છે. પોતે અહોનિશ ઋષિ જનોના અંતઃકરણમાં બિરાજમાન છો હે પ્રભુ અખંડાનંદમય ઋષિ મુનીઓ ભ્રમરરૂપ થઇ વિલાસ કરે છે. શ્રી સચ્ચિદાનંદ આનંદમય મૂર્તિનો અપાર મહિમા છે તમારા મહિમાનો પાર દેવલોકો પામતા નથી. હે પરમેશ્વર પરમજગદીશ બીલનાથ હું તમને નમસ્કાર કરૂંછું એવી રીતેઋષિએ સ્તુતિ કરી સદાશિવ ભગવાનને સ્તુતીપ્રણામ કર્યાં બાદ ઋષિ મહારાજ પ્રત્યે બોલ્યા હે મનોહરસિંહ રાજા, તમો સોલંકિ રાજ્યકૂળમાં પરમભક્ત ભૂપતિ છો. અને તમો સાક્ષાત દેવઅંશ છો. કારણ કે તમોને ધર્મનું રક્ષણ કરવા માટે શ્રાશંકરસ્વામીએ પ્રગટ કર્યા છે. તે કૂળને ધન્ય છે. હે સોલંકિ કૂળના ભૂપતી તમો મહારા આ આશ્રમમાં આ જંગમ વિષે આવ્યા છો તે દેવની પ્રેરણાથી આરણ્યના યોગે કરી કંઇ એક મહાન કાર્ય થશે. તથી હે ભૂપતિ

તમો આ મ્હારા આશ્રમના પરોણા થાઓ છો. હે ભૂપતિ હવે તમો મારા આશ્રમે પધારો તમો હમારા ઉચિત અતિથી છો. માટે હમો તમારૂં આદરપૂર્વક અતિથ્ય કરીશું તમો હમારા આશ્રમમાં ચાલો કારણ કે તમારા જેવા અતિથીનું સંયોગ ભાગ્યેજ મળે છે. એવા ઋષિ મહારાજના વચન સાંભળી રાજા વિચાર કરવા લાગ્યા કે આ કોઇ મહાન ઋષિ મહારાજ છે માટે મ્હારે એમની સેવા કરવા યોગ્ય છે. હું એમના ચરણના કમલનો દાસ છતાં ઋષિ મહારાજ મને શા માટે ઘણો આગ્રહ કરે છે અને મને કયાં લેઇ જશે અને એ મહાત્માએ મારૂં નામ પોતે કેવી રીતે જાણ્યું હશે એવી શંકાથી વિસ્મય થયેલો રાજા ઋષિનું વચન માની તેમના આશ્રમમાં આવ્યો કારણકે ઉત્તમ ભક્ત પુરૂષો કોઇની પ્રાર્થનાનો ભંગ તેમજ રૂષિના વચનનો લોપ કરતા નથી પછી તે તપેશ્વરીએ રાજાની પરોણાગત કરી બાદ કહ્યું કે હે રાજન; આ મહારા અશ્રમમાં પધારી ઘણો આનંદ આપ્યો છે હે રાજા હું ત્હારી ઉપર ઉપર ઘણો પ્રસન્ન છું તેથી હું તમોને મ્હારી બાલક પુત્રી કન્યા રત્ન આપું છું તે મારી પરમપ્રિયા પુત્રી કસ્તુરીકા નામની છે તેનો તમો સ્વિકાર કરો હે રાજા એ રાજ્ય પુત્રી મારા પ્રાણ સમાન છે તે કન્યાનું પાણી ગ્રહણ કરી તેને પોતાની ,સેવામાં આનંદ આપો કારણ કે ઇષ્ટ વસ્તુ ખાવાનિ વૈદે ઉપદેશ કર્યો હોય તો તે વસ્તુ સુજ્ઞે શિઘ્ર ખાવી અને યોગ્ય વસ્તુનો રાજાએ અંગીકાર કરવો એવું નીતિશાસ્ત્રનું નેમ છે એ પ્રમાણે પરમપ્રિય એવાં ઋષિના વચન સાંભળી બે હાથ જોડી પ્રણામ કરીને ઋષિના વચનની માન્યતા કરી. ઋષિએ પોતાના મનના આનંદ પૂર્વક રાજાને વિધિવત કન્યા આપી. શ્રેષ્ટ કાર્યમાં કોણ વિલંબ કરે, ઋષિ કન્યાએ

વનના વનકુળ પહેરેલાં હતાં તો પણ રાજા કન્યાને જોઈ ઘણો આનંદ પામ્યો ને રાજહંસ જેવી પ્રીતિ થઇ ને રાજા પોતે યથાશક્તિ યોગ્ય શોભાને પામ્યા રૂષિએ વિધિવત રાજાને કન્યાદાન આપ્યું અને કન્યાદાનમાં પ્રજા ઉત્પતિને માટે એક મહામંત્ર આપ્યો તે લઇ રાજા ઘણો પ્રસન્ન થયો પછી રૂષિના ચરણકમળમાં બે હાથ જોડી પ્રણામ કર્યું પરંતુ રૂષિની પાસે આશિર્વાદ સિવાય બીજું આપવા યોગ્ય શું હોય (તથાસ્તુ) વિવાહ કાર્ય થઇ રહ્યા બાદ રાજાએ પ્રણામ કરીને રૂષિને કહ્યું કે હે દેવ મને રાજ્યાસન મૂકે ઘણા દિવસ થયા છે. હવે ઘણી ઉતાવળથી હું આપની આજ્ઞા માગું છું કારણ કે રાજકાજ છોડે પ્રવાસમાં ઘણી મુદત થઇ છે અને હું એક પોપટના પ્રિય શબ્દથી અંહીં આવ્યો છું માટે કૃપા કરી અહીંથી જવાનો સાજ તૈયાર કરાવો એવા રાજાના વચન સાંભળી ઋષિ બોલ્યા કે હે ભૂપતિ દિક્ષા રૂપી વસ્ત્ર ધારણ કરનાર હમો ઋષિ લોકો તમને તૈયારી શું કરાવી એ હે નૃપતિ તમારા દિવ્ય વસ્ત્રને હમારા વનકુલના વસ્ત્રોનું યોગ્ય ત્યાગ કરી તમારા યોગ્ય મારી પુત્રીને દિવ્ય વસ્ત્ર પહેરવા લાવવા જોઇએ કારણકે એવા વનકુલના વસ્ત્રથીએ મ્હારી પુત્રી ખેદ પામે છે કારણ કે તમારા લાયક યેગ્ય વસ્ત્ર આ સમે સારા જોઇએ, હે રાજા એ પુત્રી મ્હારી પોતાના બાળપણથી વૃક્ષોનું સીંચન કરનારી જન્મની ભોળી છે તથાપિ તમારે અને એને અન્યોઅન્ય સ્નેહ છે માટે હે રાજન તમારી સપત્નિઓથી પરાહુત ન થાય તેમ વર્તજો, રાજા બે હાથ જોડી બોલ્યા હે મહાપુરૂષ એની સાથે આપની આશા પ્રમાણે વર્તિશ. કારણકે આપનું વચન લેશ માત્ર ખંડીત નહી થાય હું આપનો સેવક છું ઈશ્વરની આજ્ઞા પાળવી એ મારો પરમ ધર્મ છે માટે તમારી

આશા મુજબ ચાલીશ એવું કહીને પુનઃ રાજા ઋષિને ઉદ્દેશીને બોલ્યા કે હે ઇશ હાલ પહેરવા લાયક વસ્ત્ર મ્હારી પાસે નથી અને ઘેર ગયા પછી મારા નગર વિષે પહોંચ્યા બાદ તમારી પુત્રીના મનના મનોરથ પુરા કરીશ. એવું સાંભળી ઋષિએ પરમાત્માનું ધ્યાન ધર્યું તે સમયે આમ્ર વૃક્ષથી અમૂલ્ય વસ્ત્રનો વરસાદ થયો તે જોઇ રાજા વિસ્મિત થયા અને એ કન્યા પરમ ભાગ્યવંતી છે એમ જાણ્યું જુઓ વૃક્ષ પરથી ફળ પડે, આકાશથી પાણી પડે, પરંતુ વસ્ત્ર દાનનો સ્રાવ ન હોય કારણકે વસ્ત્રનું પડવું એ અસંભવ છે. તથાપિ પૂર્વ પુન્યના યોગથી શું ન થઇ શકે પુન્યનો પ્રભાવ અતિ બળવાન છે તેથી સર્વ-સ્વ થઇ શકે છે કહેવત છે કે પૂન્યનો જય છે. પુન્યથી સર્વ વસ્તુ આવી મળે છે અને પુન્યના પ્રભાવથીજ સર્વ આશ્ચર્યકારક નહિ બને તેવું બની શકે છે. પુન્યના પ્રભાવથી અસંભવ પણ સંભવ થાયછે. પૂન્યના ઉદ-યથી અનેક વસ્તુની પ્રાપ્તી થાય છે. પુન્ય જેવું બળવાન કાંઇ નથી. પુરૂષોને જગતમાં અસંભવ વસ્તુનો પણ પૂન્યના યોગથી સંભવ થાય છે અત્યંત ખુશી થયેલો રાજા રૂષિની આજ્ઞા લઇ સાથે પોતાની પત્ની રૂષિ પુત્રીને લઇ બીલેશ્વર મહાદેવના પ્રાસાદમાં આવી બે હાથ જોડી બોલ્યો હે સદાશીવ? પ્રભુ પૂનઃ દર્શન આપશો અને સેવકના અપરાધને ક્ષમા કરશો હમણાં હું ઉતાવળો થઇને તમારા દર્શન કરવા આવ્યો છું તો પણ તમારા પવિત્ર દર્શનમાં રહું તેમજ હૃદય વિષે અહોનિશ નીજરૂપ તમારૂં દર્શન મ્હારા ધ્યાનમાં જડીત રૂપ થાય છે. એ પ્રમાણે મહાત્માને પ્રણામ કરી ઋષિ મહારાજને માર્ગ પુછ્યો. ઋષિ બોલ્યા હે રાજા પરમાર્થી કામ કરનાર પેલો પોપટ તમોને લાવ્યો છે તે તમોને માર્ગ બતાવશે. એવી ઋષિની આજ્ઞા

સાંભળી પરમાર્થી પોપટ રાત્રીના તારાની પેઠે આગળ આવી બોલ્યો. હે પૃથ્વીપતિ ! તમો મહારી પાછળ આવો હું તમોને માર્ગ બતાવીશ. તમો ચિંતા શું કરવા કરો છો. હે નૃપતિ હું પક્ષી છું તો પણ શરણે આવેલાની સેવા કરવાનો ધર્મ જાણું છું. તો તમારા જેવા મહાન પુરૂષોને માટે શું ન કરવું ? હે ભૂપતિ શશી પોતાના ઉછંગમાં રાખેલા સસલાના બાળકનો ત્યાગ કરતો નથી. તમો શ્રેષ્ટ પુરૂષોમાં મૂખ્યતા ધારણ કરનારા છો તેથી અનાથની જેમ મને વીસરશો નહિ, હું તો તમોને વીસરીશ નહિ એવા ચમત્કાર ભરેલા વચન શુકના સાંભળી રાજાએ ઋષિની આજ્ઞા માગી પોતાની અંગના સહીત અશ્વપર સ્વાર થઇને શુક પક્ષીની પાછળ ચાલ્યો. ચાલતાં ચાલતાં અનુક્રમે પૃથ્વી પ્રખ્યાત પોતાના નયકોટના કાંગરા દૃષ્ટે દેખાયાં એવામાં પોપટ વૃક્ષ ઉપર બેસી સ્થીર થઇ રહયો છે તેથી રાજાના મનને શંકા થઇ ને પોપટને પ્રેમપૂર્વક કહેવા લાગ્યો કે હે પોપટ હજુ તો નગરના પ્રસાદનો કોટ કાંગરા દેખાય છે. પરંતુ હજી નગર ઘણું દુર છે છતાં હે પોપટ દુ:ખી મનુષ્યની પેઠે હમણાં કેમ સ્થીર થઇને બેઠો છે. પોપટ બોલ્યો કે હે રાજા અત્રે રહેવાનું મોટું કારણ છે. હેતુ વગર કોઇ અટકતો નથી. એવો જવાબ સાંભળી ફરીને તેનું કારણ પૂછ્યું. પોપટરાજ બોલ્યો કે હે રાજા ચંપકપુરીના રાજા ચંપકસેનની બ્હેન ચંપકલા તમારી રાણીએ પોતાના અંતઃકરણમાં દુષ્ટ પરિણામને ધારણ કરનારી, મુખે મીઠું બોલનારી, બહારથી ગાયરૂપ ને અંદરથી વાઘના ગુણવાળી સર્પણીના જેવી તમારાથી વિરક્ત ચિત્તવાળી તમોને દૂર ગયા જાણી છળ કરી પોતાના ભાઇને તમારૂં રાજ્ય લેવા બોલાવ્યો છે. હે રાજા અબળાઓની ઇચ્છીત

કાર્યની સિધ્ધિમાં છળ એ અતૂલ બળ છે. તે ચંપકસેન રાજા પોતાની ચતુરંગ સેન્યા લઇને તમારૂં રાજ્ય લેવા આવ્યો છે. કારણકે હાથમાં આવેલું રાજ્ય કોણ છોડી દે તેથી તે તમારૂં રાજ્ય લેવાના હેતુથી અહી આવ્યો છે ને તમારા લસ્કરના નીમકહલાલ શુભટોએ તમારા નગરના દરવાજા બંધ કરી દીધા છે તેથી ચંપકની સેન્યા નગરમાં પેસી શકી નહિ ને શહેરની બહાર અટકી રહી છે તમારા બળવંત શુભટો નગરના ચોતરફ જુદ્ધમાં પોતાના વીરપણાના અભિમાનથી ગાજે છે પરંતુ સ્વામી વિના તેઓ શત્રુ ઉપર શી રીતે જય પામે. હે રાજા કહેવત છે કે નાયક વિના સૈન્ય વિનાશ પામે છે. હે રાજા એવી રીતે આફતમાં આવી પડેલા નગરમાં કેવી રીતે પ્રવેશ કરવો એવા વિચારથી હું અત્રે રહ્યો છું. પોપટના મુખથી આવું ચિત્તવેધક વૃત્તાંત સાંભળી પરિતાપ પામતો રાજા મનમાં વિચાર કરવા લાગ્યો હે હરી દુરાચારી સ્ત્રીઓના હૃદયની દુષ્ટતાને ધીક્કાર છે. હે પ્રભુ ચંપકસેને કેવું સાહસ કર્યું. અહો પ્રભુ કેવું એનું નિડર ચીત્ત પોતાના સ્વામીનું રાજ્ય ગ્રહણ કરવાની તે સ્ત્રીની તૃષ્ણા કેવી કુરંગત છે. અહા હે હરી કેવી અન્યાયી નિષ્ટા? અનર્થ ભરેલી બુધ્ધિ? અરે પ્રભુ આમાં ચંપકસેનનો શો દોષ? કારણ કે શુંન્ય રાજ્યો ગૃહણ કરવા ઇચ્છા કોણ નહિ કરે! કારણ કે ધણી વિનાનું ખેતર પક્ષીઓ કેમ ન ખાઇ જાય? અને પરવશપણાથી સાહસ કરનારા માણસને ધિક્કારવા લાયક છે. કેમકે વિચાર વગર સાહસ કાર્ય કર્યાની પાછળ પસ્તાવો થાય છે. અને વિપત્તિઓ સહન કરવી પડે છે તેથી કોઇ કાર્ય કરવું તથા થાપણ મુકવી વિશ્વાસ કરવું." આપવું, આદરવું, બોલવું, ખાવું, મુકવું એ દરેક સૌથી સર્વ

ક્રિયાઓ વિચાર્યા વગર કરવાથી મનુષ્યને દીલગીરી ઉત્પન્ન થાય છે. એટલે વિચાર કરવો પડે છે માટે સાહસ ન કરવું. કહ્યું છે કે ગુણ વાળો અગર ગુણરહિત કાર્યના કરનાર પંડિત પુરૂષોએ યત્નથી તેનું પરિણામ વિચારવું જોઇએ. કારણ કે અતિ સાહસ કરેલા કાર્યનું પરિણામ હૃદયને ગ્રહણ કરનાર સલ્યના જેવું વિપત્તિને આપે છે એ પ્રમાણે ગભરાટથી રાજા પશ્ચાતાપ કરે છે તેને ધીરજ આપવા પોપટે કહ્યું કે હે નર શ્રેષ્ટ તું શા માટે ગભરાય છે મારૂં કહેલું કાર્ય અશુભ કેમ થાય કારણ કે ડાહ્યા વૈદ્યોએ બતાવેલાં ઔષધીથી કોઇ વખત વ્યાધી પીડે જ નહિ માટે હે વસુધાપતિ તમારૂં રાજ્ય હજુ ગયું નથી હજુ તમે ઘણા કાળ સુધી શ્રેષ્ટ રાજ્ય લક્ષ્મી સહિત ભોગવશો એવું પોપટનું વચન બોલવાથી પોતાનું રાજ્ય પ્રાપ્તી થશે એવો વિશ્વાસ થયો. તે સમે દાવાનળ સરખું સહસ્ત્ર વિધિ હથિયાર સજેલા ચતુરંગ સૈન્યા પોતાની તરફ આવતી જોઇ ભય પામી રાજા વિચાર કરવા લાગ્યો કે આ શત્રુનું સૈન્ય છે એ શત્રુ મને હિનતા પ્રાપ્તી કરાવાના હેતુથી અત્રે આવેલો છે નિશ્ચય એ મારો વધ કરવાના હેતુથી અહીં આવે છે અને હું એકલો છું તેમજ ઓનું રક્ષણ અને જુદ્ધ કેવી રીતે કરીશ એમ વિચારી હવે શું કરવું એવા ધ્યાનમાં લીન થઇ રાજા સ્તબ્ધ થઈ ગયો એવામાં સૈન્યના જોદ્ધાઓ બોલી ઉઠયા કે હે રાજન તમો હમારા સ્વામી ચીરંજીવો હજુ જય પામો હમો આપના સેવકો છીએ હમોને આજ્ઞા કરો કે હાથથી ગયેલા ધનની જેમ મહાત પૂન્યને આપણા દર્શનથી હમો પ્રાપ્ત કરીએ. માટે કૃપા દ્રષ્ટિ કરી આપણા બાળક સમાન સેવકોની સંભાળ ના કરો તે પ્રમાણે બોલી પોતાની જે સૈન્યા સેવકોને જોઇને મનોહર સીંહ રાજા વિસ્મય પામ્યો અને પછી પ્રસન્ન થઈ આદર પૂર્વક

સૈન્યકોને પુછ્યું તમે અહીં ક્યાંથી ? અને શી રીતે આવ્યા છો તે કહો સૈન્યકો બોલ્યા કે હે રાજન અત્રે આવેલા હમોને જુઓ છો પણ હમો નથી જાણતા કે હમોને કેવા વેગથી અત્રે કોણ લેઇ આવ્યું છે હે પ્રભુ પૂર્વે પુન્યના યોગથી આ દિવ્ય અનુભવ થયો છે એ પ્રમાણે આવા સર્વ જગતને વિસ્મય કારક વચન શ્રવણ કરી આશ્ચર્ય પામતો રાજા પોતાના મનમાં તર્ક કરવા લાગ્યો અને બોલ્યો અહો પ્રભુ આ પોપટની વાણી વેદ શાસ્ત્રના જેવી સત્ય વાણી છે. અને મારી ઉપર ઉપકાર કરનાર એ પોપટનું મારે અનેક પ્રકારે સનમાન કરવું જોઇએ પણ હું શી રીતે પ્રતિ ઉપકાર કરીશ એ પોપટ કોઇ વસ્તુની ઇચ્છાવાળો હશે, કદાપિ હું ઘણો ઉપકાર કરીશ તો પણ પૂર્વે કરેલા ઉપકારવાલા તે પોપટનું અનરૂણી નહિ થવાય. એના રૂણથી કેમ છુટીશ મનુષ્ય બહુ પ્રકારે પ્રતિ ઉપકાર કરતાં છતાં પણ પૂર્વે ઉપકાર કરનારની બરાબર થતો નથી કારણ કે પ્રતિ ઉપકાર કરે છે. કરેલા કાર્યને અનુસરે છે. અને પૂર્વે કરેલા ઉપકાર કરનાર તો કારણથી કાર્યમાં પ્રવેશે છે એમ વિચારી પ્રીતિ પુર્વક પોપટ તરફ નજર કરે છે. એટલે તો સવારના તારાની પેઠે તે પોપટ અદ્દશ્ય થઇ ગયો (ચાલ્યો ગયો) એ પોપટને ચાલી ગયેલો જાણી ફરી વિચારવા લાગ્યો કે નિશ્ચય એ પોપટ પ્રતિ ઉપકારની બીકથી દૂરથી ચાલ્યો ગયો કારણ કે ઉત્તમ પુરૂષો તો ઉપકારના માટેજ હોય છે ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્યના ચિત્તમાં કોઇ જુદા પ્રકારની ભાવના હોય છે કારણ કે પ્રતિ ઉપકારના ભયથી (પૂર્વે કરેલા ઉપકારના ભયથી) પૂર્વે કરેલા ઉપકાર કરીને તરતજ દૂર ચાલ્યા જાય છે. અહો પ્રભુ ગ્નાનથી જેની નીરંતર રક્ષા કરી હોય

તો તે મનુષ્યને જગતમાં કાંઇ વસ્તુ વિસ્મય થાય નહિ અર્થાત્ સર્વ વસ્તુ મળી આવે, અને સર્વ કાર્યમાં સહાય થાય એવા સહાય કારી મહાન પુરૂષો કોઇ પૂન્યના ઉદયથી કવચીત અને કોઇ કાળેજ મળી આવે છે તો નિર્ધનના દ્રવ્યની જેમ ઘણા કાળ સુધી (રહેતો) નથી. અરે પ્રભુ ! મહાન પુરૂષના જેવો જ્ઞાની આ શુક તે કોણ હશે ! અને મ્હારૂં હિત કરનાર શાથી થયો હશે અને કયાંથી આવ્યો હશે ? એ કયાં ગયો હશે ? એ વૃક્ષ ઉપરથી વસ્ત્ર શી રીતે પડયાં હશે ? મારૂં સૈન્ય અહીં શી રીતે આવ્યું હશે ? એવા સંસયરૂપી અંધકારનો નાશ શી રીતે થશે એ મોટા જ્ઞાની પુરૂપ સિવાય મારૂં અજ્ઞાન કેમ મટે ? પછી ગભરાએલા ચિત્તવાળો રાજા સૈન્યાધીપતિના પૂછવાથી પોપટનું સર્વ વૃત્તાંત કહી ગયો તે સાંભળી સર્વ અમલદારો આશ્ચર્ય પામ્યા, અને બોલ્યા હે રાજન થોડા સમયમાં એ પોપટનો ને આપણો મેળાપ થશે યથા જ્ઞાનીને યોગ્ય રીતે પૂછવાથી સર્વ શંકાઓ દૂર થશે કારણ કે જ્ઞાનીને કંઇ પણ અજાણ્યું નથી માટે પોતાના મનની સર્વ ચિંતાઓ દુર કરી આપના નગરમાં પધારી પાવન કરો નિરંતર આપને માન આપનારા પુરૂષજનો આપના દર્શનથી અત્યંત હર્ષ પામશે પોતાના સહાયકોનું બોલવું યુક્ત છે. એમ સમજી રાજાએ માન્ય કર્યું કારણ કે સમયોચિત કરેલા કાર્ય સર્વને સહાયક થાય છે પછી રાજા પોતાના આવેલા સૈન્યકોની સાથે વાજીંત્રોના નાદથી દિશાઓમાં શબ્દમય કરતો તે રાજા ક્ષણ માત્રમાં પોતાના નગરમાં પહોંચ્યા મનોહરસિંહ સૈન્યા સહીત આવતો જાણી ગરૂડના આવવાથી જેમ ઉંદર ગળી જાય છે તેમ ચંપકસેન ભય પામી ગળવા લાગ્યો. તે સમયે ઉત્પન્ન થયેલી મતિથી પોતાનું કાર્ય સાધવાની યુક્તિ કરી કોઇ એક ભાટને દ્રવ્ય આપી તે રાજા પાસે મોકલ્યો તેણે નૃપતિ

સમીપે જઇ નીચે પ્રમાણે કહ્યું હે નાથ શ્રેષ્ટ બુદ્ધિને ધારણ કરનાર આપના ચરણકમળ પ્રત્યે મારો સ્વામી ચંપકસેન આપની કૃપા મેળ-વવા આ પ્રમાણે વિનયયુક્ત સ્તુતી કરે છે તે સાંભળો—ભાટ કહે છે. હે પૂજ્ય પૃથ્વીપતિ આપને કો ધૂર્તે છળમાં નાખ્યા અને તેથી આપ રાજ્ય તજી દુર ચાલ્યા ગયા એમ જાણી આપના નગરનું રક્ષણ કર-વાને કેટલીક સૈન્યા લેઇ અત્રે અવ્યો છું અહીંના આપના અજ્ઞાની સેવકો મારો હેતુ ન જાણતાં શત્રુની જેમ મારી સાથે હથીઆર ધારણ કરી યુદ્ધ કરવા તત્પર થયા પરતુ શત્રુઓથી આપના નગરનુ રક્ષણ થાય તેટલા માટે મેં યુદ્ધમાં અનેક પ્રકારના પ્રહારો સહન કર્યા કારણ કે સ્વામીના કાર્યને વિષે જે પ્રાણી એક ચીત્તવાળો ન થાય તે સેવકને ધિક્કાર છે.

પોતાના કાર્યમાં પુત્ર ગુરૂના કાર્યમાં શિષ્ય સ્વામીના કાર્યમાં સેવક અને પતિના કાર્યમાં સ્ત્રી પોતાના પ્રાણ આપે તોજ પુરણ છે. યથાર્થ પુત્ર, શિષ્ય, સેવક ને સ્ત્રી એ, પીતા, ગુરૂ. સ્વામી, ને પતિના કાર્યની સીદ્ધીને માટે પોતાના પ્રાણ આપવા પડે તો આપે ત્યારે તેનો સુધર્મ રહ્યો કહેવાય એ પ્રમાણે પેલા ભાટે મનોહરસિંહ રાજાને કહ્યું. તે ભાટની વાણી સાંભળી સત્ય અસત્યની વિષે સંદેહ રહ્યા છતાં રાજાએ પોતાની દક્ષતાને લીધે સર્વે સત્ય માન્યું અને સામા આવતા રાજા ચંપકસેનને સારી રીતે માન આપી મલ્યા તે જોઇ નગરના સદ્‌ગૃહસ્થ લોકો કહેવા લાગ્યા અહો ધન્ય છે નૃપતિમાં દક્ષતા અને ગંભીરતા વિગેરે સારા ગુણો વસેલા છે એમ વિચારતાં લોકો તેની અત્યંત પ્રશંસા કરવા લાગ્યા. પછી (લક્ષ્મી સહિત કૃષ્ણની જેમ) તે રાજાએ પોતાની સ્ત્રી સાથે પ્રેમ પૂર્વક પોતાના નગરમાં

પ્રવેશ કર્યો તે સમે સભાસદોએ જય જયકાર કરી રાજાને પુષ્પને મોતીઓથી વધાવ્યો, બાદ તે રાજા પોતાના રાજમહેલને વિષે ગયો બાદ પરણી આણેલી પોતાની નવી સ્ત્રીને પટરાણી પદે સ્થાપી અને જેમ જય પ્રાપ્તિમાં સૈન્યાધિપતિ મુખ્ય હેતુ છે અને પાયદળ વિગેરે લશ્કર સહાયકારી હેતુ છે તેમ પુત્ર પ્રાપ્તિમાં ધર્મ મુખ્ય હેતુ છે. ધર્મ સમાન બળવાન કોઇ વસ્તુ નથી તેમજ ઋષિ કૃત્ય મહામંત્રાદિ તે પણ પુત્રની પ્રાપ્તિના હેતુ છે એમ વિચાર કરી રાજાએ ઋષિએ આપેલા મંત્રનું સ્મરણ કર્યું–અર્થાત વીધી પૂર્વક તે મંત્રનો જાપ કર્યો તે મંત્રના પ્રભાવથી સર્વ રાણીઓને એકેક પુત્ર થયો પોતાની દક્ષના ને લીધે રાજા રાણીને માન આપતો પરંતું પૂર્વે કરેલા પતિ દ્રોહરૂપ પાતકથી પેલી ચંપા રાણીને પુત્ર ન થયો. ત્યારપછી રાત્રિને વિષે સુતેલી પેલી ઋષિ પુત્રિએ સ્વપ્ન જોયું "પાછલી રાત્રે અર્ધ નિશા નિંદ્રામાં હું સુતી હતી તેવામાં મેં તે આશ્રમ મધ્યે બનાવેલા મહા પ્રભુ ભીલનાથના દર્શન કર્યા તે સમયે પ્રભુએ પ્રસન્ન થઇ મને કહ્યું હે અવશ્ય આ પક્ષી ગ્રહણ કર અને બીજી વખત તને અનુપમ આજ્ઞાકારી પુત્ર આપીશ એમ કહી એક પક્ષી મારા હસ્તમાં અર્પણ કર્યું ને પ્રભુની કૃપાથી મને ઐશ્વર્ય પ્રાપ્ત થએલાને સ્વપ્ન થયો હોય તેમ હરખ પામતી હું તેજ ક્ષણે જાગી ઉઠી." હે સ્વામી અચાનક પ્રાપ્ત થયેલાને સ્વપ્ન વૃક્ષની જેમ આપણને કંઇ ફળ પ્રાપ્તિરૂપ સંપતિ પ્રાપ્તી થશે. પરમાનંદરૂપ સ્વપ્ન વૃતાંત શ્રવણ કરી સ્વપ્ન ફળને જાણનાર નૃપતિ બોલ્યા. હે પ્રિયે એવી પ્રકારના સ્વપ્નનું દર્શન આવવું દુર્લભ છે. કદાચ પૂર્ણ ભાગ્યના ઉદયથી દેખીએ તો તેનું પુરણફળ પામીએ. હે પ્રાણપ્રિયે આ

સ્વપ્નના પ્રભાવથી તારે દિવ્યરૂપ અને સર્વ સ્વભાવ સંપન્ન સૂર્યસમ તેજસ્વિ અનુક્રમે બે પુત્રો થશે. અને તે પુત્રો ક્ષત્રીય વંશમાં પરમ શ્રેષ્ટ થશે પરમેશ્વરની કૃપાથી ક્ષત્રી વંશમાં મહા શુરવીર બળવાન થશે એમાં શંશય ન જાણવો. એ પ્રમાણે મનોહર રાજાની વાણી પ્રેમ ભરેલી શ્રવણુ કરી આનંદ સમૂહ પ્રાપ્ત કરનારી ઋષિ પુત્રી ગર્ભ ધારણુ કરતી હવી. જેમ પૃથ્વીને વિષે વૃદ્ધિ પામે તેમ ગર્ભ અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. રાજાએ પૂર્ણ કરેલા ધર્મ પુન્યને વધારે તેમ ગર્ભ વિધીને પામવા લાગ્યો. હવે અન્યદા શુભ દિવસને વિષે સુભ લગ્ને રાણીએ પૂર્વ દિશામાં જેમ પુર્ણીમા ચંદ્રને પ્રશવે તેમ ઉત્તમ પુત્રનો જન્મ આપ્યો. પટરાણીને પુત્ર હોવાથી રાજાએ તેનો જન્મ ઉત્સવ સર્વથી શ્રેષ્ટ કર્યો કારણુકે રાજાઓની એજ રીતિ છે ત્રીજે દિવસે સુર્ય દર્શનનો સંસ્કાર ઓચ્છવ પ્રેમપુર્વક કરાવ્યો. છઠે દિવસે સુષ્ટી જાગરણનો ઉત્સવ કર્યો. આ સર્વ દિવ્યમાન મહા ઉત્સવની શોભા જોઇ રાજા અનંત આનંદને પામ્યો. બારમે દિવસે નામકરણુ પ્રેમપૂર્વક ચંદ્રરાશી અનુસારે પુત્રનું નામ પડયું. પછી રાજસિંહ અનુપમ સ્વપ્ન અનુસારે નામ ધર્યું બાદ અનુક્રમે તે બાળ વૃધ્ધિ પામવા લાગ્યો. માતા પિતાને આનંદ પ્રાપ્ત કરનાર અન્ન પ્રાસન લક્ષ્મીના દર્શનરૂપ રમવું, હસવું, બોલવું, ચાલવું વિગેરે કોમળ મધુર વચન બોલવાથી માતા પિતા અત્યંત હર્ષને પામવા લાગ્યા અને ચિત્તને આનંદ પ્રાપ્ત કરાવે એવાં લુગડાં પહેરાવે છે. બાદ પ્રેમની સાક્ષાત ગાંઠરૂપ વરસગાંઠ ઓચ્છવ રાજાએ પ્રેમથી કરાવ્યો તે સમયે જાણે ન્યાય માર્ગનો સારથી હોય તેવો તે બાળક અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. પાંચ વરસનો થયો ત્યારે તેના

સર્વ મનોરથ સફળ થયા અદ્ભુતરૂપ સંપત્તિથી ઇંદ્ર સમાન ગુણ લક્ષ્મી સમૃધ્ધી એક સાથે આવી મળી વાણીની ચતુરાઇ અનુક્રમે બાળકને વિશેષ પ્રાપ્ત થઇ તેથી એ બાળક સજ્જનોના મનને રંજન કરવા લાગ્યો બાદ અન્યદા એક સમે વસંત ઋતુને વિષે મનોહરસિંહ રાજા પોતાની પ્રિયાને અને કુમારને સાથે લેઇ અનેક પ્રકારના પુષ્પોથી સુગંધીત થયેલા પોતાના બાગમાં ગયો ત્યાં તેજ અમર વૃક્ષની નીચે જઇને બેઠો એટલે રાજા પૂર્વે બનેલો વૃતાંત પોતાના મનમાં યાદ લાવી રાણીને પ્રીતિ પૂર્વક કહેવા લાગ્યો કે હે પ્રિયે આ તેજ કલ્પ વૃક્ષ છે કે જે વૃક્ષ નીચે પોપટે કહેલું તારૂ નામ તથા તારૂ વૃતાંત સાંભળી હું તે ઋષિ આશ્રમ પ્રત્યે તત્કાળ આવ્યો અને ત્યાં મે તારૂં પાણી ગ્રહણ કરીને મારો દેહ કૃતાર્થ કર્યો એ પ્રકારનું સર્વ વૃતાંત પોતાના પિતાના ઉત્સંગમાં બેઠેલા બાળકે સાંભળ્યું. તેથી તે બાળકને તરતજ મૂર્છા આવી ગઇ જેમ કલ્પવૃક્ષનો પીલો કપાઇને જમીન ઉપર પડે તેમ તે બાળક ભૂમી ઉપર પડયો તે સાથે માતાપિતાનો વૃદ્ધિ પામેલો હરખ તત્કાળ નાશ પામ્યો. પુત્રને જોઇ અત્યંત આતુર થયેલા માતાપિતાએ રૂદન સાથે કોલાહલ કરી મૂકયું તે સાંભળી નગરના સર્વ લોકો ત્યાં આવી કહેવા લાગ્યા અરેરે પ્રભુ આ શું થયું આ શું થયું. એમ બોલતા લોકો પરમ ખેદ પાંમ્યા કારણ કે મોટાનું સુખ દુઃખ સર્વને સાધારણ હોય છે. બાદ શીતળ, ચંદન, જલ વિગેરે શીતલ ઉપચારોથી અને પવન નાખવાથી કેટલીક કાળે કુંવરને ચેતના આવી અને કમળ સરખા પોતાના બે નેત્ર ઉઘાડયા પરંતુ તેનું મન પ્રફુલ્લીત થયું નહિ પોતે અપેક્ષા પૂર્વક ચારે તરફ દ્રષ્ટિ પ્રસારતો જોતો હતો પરંતુ બહુ પ્રકારે બોલાવતા

છતાં પણ તે બોલ્યો નહી. મૌન અવસ્થાને વિષે જેમ સાધુ હોય તેમ તે કુમારે મૌન ધારણ કર્યું. નહિ બોલવાથી માતાપિતા વિચારવા લાગ્યાં કે પુત્રને દૈવયોગે કંઇ છળ કપટ થયું તે સમાઇ ગયું નાશને પામ્યું પરંતુ અરેરે પ્રભુ હમારા દૂરભાગ્યના ઉદયથી જીવ્હા બંધ થઇ હવે એનું શું થશે એમ કહીને નગરમાં ગયા.

આ પછી ભૂપતિએ પુત્રને બોલતો કરવા માટે નાના પ્રકારના ઉપચારો કર્યા પરંતુ દુર્જનને વિષે કરેલા ઉપકારની જેમ તે સર્વ નિષ્ફળ ગયા તેવી રીતે મૌન અવસ્થામાં છે. માસ નીકળી ગયા પણ તે અરસામાં એક વખત તે બોલ્યો નહિ. અરે પરમાત્મા તારી ગહન ગતી છે. જુઓ કે સુંદર રત્ન પત્થર કહેવાય છે. કલ્પવૃક્ષ લાકડું કહેવાય છે અને સમુદ્ર ખારૂ કહ્યું છે કપુર સુગંધીવાન છતાં અસ્થાર કર્યું છે ને શ્રીમંત મુરખ, રાજા લોભી એ સર્વ વસ્તુઓ ઉત્તમ છતાં એકેક દુર્ગુણવાળી છે તેમ પરમ ચતુર ગુણવાળો રાજાનો પુત્ર અબોલ રહ્યો. અરે પ્રભુ ? વિધાત્રાની ઘટના નિરાળી છે. એ પ્રકારે પોકાર કરતાં લોકો પણ શોક કરવા લાગ્યા. કારણ કે મોટા પુરૂષનું દુઃખ જોઇ કોનું મન દુઃખી ન થાય એમ દિવસ વ્યતીત થતાં અનુક્રમે એક સમે મહોત્સવ આવ્યો તે આનંદકારી દિવસ સમયે રાજા પોતાની પ્રિયા અને પુત્રને લઇ તેજ બાગમાં આવ્યો ત્યાં તે વૃક્ષને દૂરથી જોઇ ખેદ પામી રાજાએ રાણીને કહ્યું. હે પ્રિયા આ વૃક્ષની નીચે આપણો પુત્રરત્ન વિસમતાને પામ્યો તે વિષ સરખા વૃક્ષને દૂરથીજ તજવું જોઇએ. એમ કહી તેઓ આગળ ચાલ્યા ત્યાં તેજ વૃક્ષ નીચે આનંદ મોચ્છવ જોયું. કોઇને પૂછયું એટલે કહ્યું કે હે રાજા અહીં કોઇ મહાત્મા પધાર્યા છે, તે પરમાત્માની સેવા પૂજા થાય છે.

તે સાંભળી પોતાના પુત્રનું મૌનપણું સાથી થયું એમ પૂછવાને રાજા મહાત્મા પાસે ગયા બે હાથ જોડી પ્રણામ કરી ઉચિત સ્થાને બેઠા. બાદ મહાત્માને પ્રણામ કરી રાજાએ પુત્રની વાચા બંધ થવાનું કારણ પૂછયું મહાત્મા બોલ્યા હે રાજન તમારો પુત્ર બોલશે. રાજાએ હર્ષ પામી કહ્યું હે સ્વામીન બીજું હમારે શું જોઇએ. એ બોલે એટલે હમો તો પુરણ ભાગ્ય ઉદય થયો એમ સમજીએ. મહાત્મા બોલ્યા હે રાજકુમાર બચ્યા બોલો. ગુરૂ મહારાજની એવી આજ્ઞા શ્રવણ કરી તરતજ ઉભા થઇ શીર નમાવી બોલ્યો.

गुरु चरणांबुजे प्रणमग्मामीदासो । संसार दूःखे अति दीन त्राहि शरणं गणतोमें गुरु दीन बंधुः ॥

એવી રીતે મહાત્માને પ્રણામ કર્યું તે જોઇ સર્વે સભાસદો હર્ષ પામી બોલી ઉઠયા અહાહા મહા ઋષિનો પ્રબળ મહિમા છે. મંત્ર તંત્રાદિના સહાય વિના આ બાળકની વાચા સ્પષ્ટ થઇ એમ બોલતા અને ચિત્તમાં ચમત્કાર પામતા આનંદમય થઇ ગયા પછી રાજાએ બે હાથ જોડી પુનઃ પૂછયું હે ભગવાન આ શી રીતે થયું તે હમારાપર કૃપા કરી હમરા સંસયનો નિવારણ કરો. મહાત્મા બોલ્યા હે ભૂપતિ આ પ્રમાણે બનવાનું કારણ પૂર્વ ભવથી ઉત્પન્ન થયેલો છે તે તમો સાવધાન થઇ સાંભળો.

પૂર્વ એટલે પૂર્વ જન્મને વિષે માલવદેશમાં ભદ્રાવલીપૂર નામે નગર હતું તે નગરમાં જાલસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો એ રાજા ચાતુર્ય શૌર્યાદિ ગુણોથી શોભતો હતો તે રાજા એક દિવસ સભા મંડળમાં બેઠા હતો તેવામાં પોતાના જોષ્ટીએ આવીને નમન કરી કહ્યું કે હે નૃપતિ વિજયસિંહ રાજાનો દુત આપણા દર્શનની ઇચ્છાથી

આવ્યો છે આપણી આજ્ઞા હોય તો પ્રવેશ કરાવીએ. તેને અંદર આવવાની રાજાએ આજ્ઞા કરી એટલે તે દૂત સભામંડળમાં દાખલ થયો. ભૂપતિને પ્રણામ કરી પોતે આવવાનું પ્રયોજન નિવેદન કરવા માંડયું. હે પૃથ્વીપતિ દાંગવપુર નામે નગર વિષે જગદેવ નામનો રાજા છે તેની સતી શિરોમણી પ્રભાવતી નામે રાજાની પટરાણી છે. તે રાણીને નિર્મળ ગુણવાળી શુલક્ષણી હિરણાક્ષી નામની પુત્રી થઇ તે બાળપુત્ર કરતાં અધિક પ્રીતિકાર થઇ અનુક્રમે વૃદ્ધિ પામતી બે વરસની થઇ બાદ સાવિત્રિ સમાન સાવિત્રિ નામની બીજી પુત્રીનો પ્રવેશ થયો જાણે વિધાત્રાએ આકાશને પૃથ્વીનો સાર લઇને તે બંન્નેને નિરમાણ કરી હોય તેવી તેઓ શોભતી હતી અર્થાત તેઓ તેવી રૂપવંતી હતી પરંતુ બીજી કોઇ સુંદરી તેની સાથે સરખાવાય તેવી નથી તે બંન્નેને પરસ્પર એવી તો પ્રીતિ થઇ કે શરીરનો ભેદ પણ ઉદવેગકારી થઇ પડયો. અવસ્થા યૌવન પ્રાપ્ત થયા છતાં મોટીબેન પોતાની નાનીબેનનો વિયોગ થવાના ભયથી પોતાના વિવાહનો અનાદર કરવા લાગી એમ આનંદમાં વખત કાઢતાં અનુક્રમે સાવિત્રિ પણ લાયક ઉમરને પામી તે સમયે આપણો બંન્નેનો એકજ સ્વામી થાઓ એવી પ્રતિજ્ઞા બંન્નેએ પ્રિતિ પુર્વક કરી બે પરસ્પર બેહેનો અતિ ગાઢો પ્રેમ હોવાથી તેમનો મનોગત ભાવ જાણી તેમના પિતાએ તે બંન્નેને ઇચ્છાવર પ્રાપ્તી થવાના હેતુથી સ્વયંવર રચાવ્યો તે મંડપમાં વૈભવવાળી પરમ રમ્યમય રચના કરી છે અને ઘાસ અને ધાન્યનો સમુહ એટલો તો એકત્ર કર્યો છે કે જાણે પૃથ્વી ઉપર મોટા ડુંગર હોય તેવા તેના ઢગ દેખાય છે અને દેશ દેશના ભૂપતિઓને નિમંત્રણ ગયાં છે તે અનુક્રમે પોતાની ઇચ્છા મુજબ પધારે છે. અંગદેશ, બંગદેશ, કલંગ દેશ, મલીંદ દેશ, મારવાડ દેશ, ભૂતાન દેશ, નેપાળ, વૈરટ દેશ, ગૌંડ દેશ, મહારાષ્ટ્ર

દેશ, ગુર્જર દેશ, કાશ્મીર દેશ, કર્ણાટક દેશ, કોકણ દેશ, દ્રાવડાદી, સર્વ દેશના ભૂપતિઓને ત્યાં બોલાવ્યા છે. હે માલવપતિ આપને આવાહન કરવાને મ્હારા સ્વામીએ મને અત્રે મોકલ્યો છે માટે આપ કાંપલપુરમાં પધારી સ્વયંવર મંડપને શોભાવશો એવી આશા છે. એ પ્રમાણે દુતે પોતાનું વૃતાંત જણાવ્યું એટલે કન્યા પ્રાપ્તીની આશા અને શંશયથી જાવું કે ન જાવું એ વિચારમાં જીતસીંહરાજાનું ચિત્ત ચલવિચલ થયું. જયાં પાંચ એકત્ર થયા હોય ત્યાં પંચ એમ નિશ્ચય કરી જવાની તૈયારી કરી અને તે સમયે શુભ સુકન થવા લાગ્યા અને પક્ષીઓના સારા શબ્દોથી ઉત્સાહીત થયેલો રાજા તે નગરમાં પહોંચ્યો અને બીજા રાજાઓ પણ આવી પહોંચ્યા અને વિજયદેવ નૃપતિએ અત્યંતમાન પૂર્વક ભૂષિત થઇ અલંકાર સંયુકત જેમ દેવતાઓ વિમાનને શોભાવે તેમ તે રાજાએ મંડપને શોભાવવા લાગ્યા અર્થાત: સૌ સૌના સિંહાસનપર સૌ બીરાજયા. આનંદ પૂર્વક સભા ભરેલી છે સ્તન લેપનકરી સૂચી વસ્ત્ર અને અલંકાર ધારણ કરી સુખાસનમાં બેસી. તે બંન્ને બહેનો સ્વયંવર મંડપમાં આવી તે સમે અતિ આનંદ ઉત્સવ થયો અને સૌના મનનો ઉત્સાહ સમુદ્ર ઉલટયો તેમને જોઇ "હું પહેલો, હું પહેલો" એવો ઉત્સાહ ધારણ કરનારૈ ભૂપતિઓએ જેને તેને વરવાની ઇચ્છાથી પોતાની દ્રષ્ટિને મનરૂપ અતૂલ મૂલ્ય અર્પણ કર્યા તે પરવશ થયેલા સર્વે ભૂપતિઓ પોતાનું વિવેક દેખાડતા વિવિધ પ્રકારની ચેષ્ટા કરવા લાગ્યા પછી સખીએ સ્વયંવરમાં આવેલા રાજાઓના નામ પરાક્રમ સહીત કહી કહીને ઓળખાવવા માંડયા. હે બહેનો આ સમગ્ર રાજાઓનો રાજા રાજગૃહેશ્વર છે.

આ શત્રુઓના સુખનો ધ્વંશ કરવામાં કૌશલ્યતાને ધારણ કરનાર કૌશલ દેશનો રાજા છે. પોતાની શોભાથી સ્વયંવર મંડપને શોભાવતો

આ ગુર્જર રાજાનો કુમાર છે. જયંતની રિદ્ધીને જીતનારો આ સિંધુ રાજાનો પુત્ર છે. શૌર્યને મહા ધીર્યવાન ગુણરૂપ લક્ષ્મીને રમરણ કરવાને રંગભૂમીમાં શોભા આપે છે તે અંગ ભૂપતિ છે, આ કલીંગ દેશનો રાજા છે. કામદેવના સરખો રૂપવાન છે, આ બંગ દેશનો રાજા છે, લક્ષ્મીના સ્થાન રૂપી વિખ્યાત આ માલવપતિ છે. પ્રજાનું સંરક્ષણ કરનાર આ નેપાળપતિ રાજા છે, શત્રુને જીતનાર આ નીશાદપતિ રાજાના યશરૂપી સુગંધીનો પ્રસાર કરનાર મહા કૃતિવાન કોકણુ ભૂપતિ છે; એ પ્રમાણે સખીઓએ નામગ્રહણ કરી સર્વે રાજાઓનું વર્ણન કરતાં ઇન્દુમતીએ જેમ અજ રાજાને વરમાળ આરોપણ કરી તેમ તે બંન્ને બહેનોએ જીતસિંહ રાજાને વરમાળ આરોપી તે જોઇ સ્પૃહા, ઔત્સુકયતા, સંદેહ, હર્ષ અને આનંદથી વિશાદ પામેલા અન્ય રાજાઓ લજ્જાવાળા ઇર્ષાળુ અનુતાપવાળા થયા કેટલાએકને તે સમયે સ્વયંવર ઉપર, કેટલાકને પોતાના આગમન ઉપર અને કેટલાકને પોતાના અવતાર ઉપર ખેદ ઉત્પન્ન થયો. પછી શુભ દિવસે વિજયદેવ રાજાએ તે બાળાઓનું પાણી ગૃહણ મહોત્સવ કર્યો અને તે સમે કન્યાદાનમાં અગણિત દ્રવ્ય અને હસ્તી ઘોડા આપી જીતસિંહ રાજાનું સારી રીતે સનમાન કર્યું. અરે પ્રભુ પુન્ય વિના મનાવિષ્ટ વસ્તુની પ્રાપ્તી થતી નથી એ નિશ્ચય છે કારણ કે એ મંડપમાં બીજા મહાન રાજાઓ પણ હતા તે સર્વ આશાભંગ થયા અને ઇર્ષા ઉત્સથી દ્વેષ કરનારાઓ સંખ્યા બધ હતા. તોપણ તે જીતસિંહ રાજાને કંઈ પણ અડચણ કરી શકયા નહિ. પછી રતી પ્રીતીરૂપ હીરણ્યાક્ષી અને રાત્રીત્રીને સાથે લઇ અનેક બીજા રાજાઓના ગર્વને વિટંમણા પમાડતો તે જીતસિંહ રાજા પોતાના નગર તરફ સીધાવ્યા. પોતાના નગરમાં જઇ પ્રથમ કાર્યમાં તે બંન્નેને અભિષેક કર્યો તેથી અધિક શોભા થઇ અને તે નેત્ર સમાન બેઉ

રાજાને માન્ય થઇ પડી. તો પણુ સપત્નીપણાને લીધે તેઓ પોતપો-તામાં અધિકતા માનવા લાગી, અરે પ્રભુ મોહની કેવી દુર્ઘટના છે જેનો અપૂર્વ પ્રેમ એક બીજાનો વિયોગ ન થવાના ભયથી એકજ ભરથારને પરણુવા પ્રતિજ્ઞા કરેલી તેમના મનમાં જ્યારે પ્રેમની લઘુતા અને ઇર્ષા થઇ ત્યારે બીજાઓને માટે શું કરવું, કહ્યું છે કે એક દ્રવ્યના વિલાસીમાં પ્રેમની સ્થિરતાજ હોય એ વાત સિદ્ધ છે હિરણ્યાક્ષી સ્વ-ભાવે સરળ હતી પરંતુ સાવીત્રીની પ્રકૃતી માયામય હોવાથી તે કોઇ કોઇ વખત કપટની રચના કરતી અને તે કપટની રચનાથી રાજાનું મન અધિક રંજન કરતી અને હિરણ્યાક્ષી રાજાને ઓછી પ્રીતિકાર થતી પરંતુ સરળ સ્વભાવને લીધે તેણીએ સ્ત્રી વેદના કર્મરૂપી દલ શીતળ કર્યો

અહો પ્રભુ પ્રાણીઓની માયામાં ઘણી મૂઢતા કે જેથી તેઓ માયા કપટ કરીને પોતાના આત્માને બંધનમાં નાંખે છે. અને કર્મ બંધન થઇ પરભવમાં અધોગતીને પામે છે તથાસ્તુ અન્યદા એક વખતે તે બંન્ને સ્ત્રીઓ સાથે પોતાના બંગલામાં રાજા બેઠા હતા એવામાં માર્ગને વિષે દોષ રહીત મનુષ્યોની મંડળી સમુહ નગર બહાર જતા જોયા તે જોઇને રાજા પોતાના સેવકોને તેમનું વૃત્તાંત પૂછ્યું જે તે સેવકોએ માહીતગાર થઇ જણાવ્યું કે સત્યનગરથી આવેલા જાત્રાવાશીઓ પરમ ભકતો તીર્થયાત્રા કરવા જાય છે તે સાંભળી કૌતીક પામી રાજા તથા સર્વ મંડળીએ જાત્રા વાશીઓમાં આવી પ્રાર્થના કરી. તે સમૂહમાં (મંડળીમાં) એક અગ્રેશ્વર મહાત્મા હતા તે બોલ્યા. હે રાજા આ તીરથનો મહીમા અપાર છે તેનું મહાત્મય તને કહું છું તે તું સાંભળ. હે રાજા સર્વ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તી ધર્મથી મળી આવે છે જગતમાં ધર્મએજ સારભૂત છે માટે દરેક પ્રાણીએ મનુષ્ય દેહનો લાભ, ધર્મ, સાંભળવાથી પ્રાપ્ત થાય છે. ધર્મ સિવાય સર્વ

પ્રકારના કાર્યં જગતમાં પ્રાણીને બંધન કરે છે અને અનેકવાર લક્ષ ચોરાશીમાં ફેરવે છે અને મનની માન્યતા નિષ્ફળ થાય છે માટે દેવ ગુરૂને ધર્મ એ ત્રિરત્ન શ્રદ્ધાથી ગૃહણુ કરવા એજ મનુષ્ય દેહનો પ્રાણીને લાભ છે. જે તીર્થ કરે છે તેને ધન્ય છે તે પુન્યવાન છે અને પોતે પરમ ગતિને પામશે. જે પોતાના પગે ચાલીને જાત્રા કરે તે પ્રાણી પૃથ્વીપતિ રાજા થાય છે, એવું જાત્રા તીરથનું અપાર મહિમા છે. તે સાંભળી સદૈવ શુભ ગુણો જેઓ સદ્‌ભાવથી (જેમકે કાલી માટીની જમીનમાં પાણીના સંજોગથી કોમળતા પ્રાપ્ત થાય છે તેમ ગુરૂ મહારાજની નિર્મળ વાણીથી) તે રાજાનું હૃદયકમળ કોમળ થઇ જગતમિત્ર ગુરૂ મહારાજ સ્નેહયુકત વિલાસથી રાજાના અંતઃકરણનો અંધકાર દૂર થઈ ગયો. પરમ પુન્યવાન ભકતને ભકિતનો અંકુર પ્રકાશ થયો તે સમે પોતાના મંત્રીને બોલાવી આજ્ઞા કરી કે જલદીથી પ્રયાણુ કરવાની તૈયારી કરો. બદ્રીઆશ્રમમાં જઇ ત્યાંથી બદ્રીકા નારાયણુના દર્શન કરી પછી મ્હારે અન્નોદક ગૃહણુ કરવું. એ વાત સાવીત્રી અને હિરણ્યાક્ષીએ જાણી તે સમયે રાજાની રાણીએ પણુ તેવુંજ નિયમ ધારણુ કર્યું અને નગરથી બહાર આવ્યા એટલે નગરના નિવાસીઓ, સભાસદોએ રાજાની સાથે યાત્રાનું પ્રયાણુ કર્યું ને તે પણુ નગરબહાર આવ્યા સર્વ ભકતમંડળ સાથે રાજાએ બદ્રીકા શ્રમને વિષે પ્રયાણુ કર્યું રાજાના આવા કઠીણુ (પણુ) વ્રત ધારણુ કરેલું તેનું શું થશે એવું નગર નીવાસીઓએ અને રાજ્ય કારભારીઓએ તેનું પણુ મુકાવવા પ્રયત્ન કર્યું કારણુ કે રાજા પોતે કોમળ અંગ અને રાજ્ય વૈભોગવાળાથી આવું કઠીણુ પણુ કેમ નિભાવાશે. એમ જાણી શિખામણુ આપવા લાગ્યા બાદ ગુરૂમહારાજે પણુ કહ્યું કે હે ક્ષત્રીપતિ સાહસ ન કરવું વિચાર કરીને નેમ ધારણુ કરવું કાર-

ણુકે વિચાર વગર સાહસ કાર્ય કરવાથી પશ્ચાતાપ થાય છે તેથી કાંઇ લાભ થવાને બદલે ઉલટી હાની થાય છે અને દેહને પીડા થાય છે. રાજા બોલ્યા કે જે મેં નેમ ધારણ કર્યું છે તે પ્રાણ જાય તો પણ ચૂકીશ નહિ કારણકે રાજાનું વચન નિષ્ફળ થતું નથી. કહ્યું છે કે. મનુષ્યના શરીરનો સાર શ્વાસ છે. શ્વાસ બંધ થઇ કે નાશ પામે છે (**वाचा सारं च महिपते**) એટલે રાજાઓનું વચન એજ સાર છે કહેવત છે કે વચન ગયું તેનું સર્વસ્વ ગયું માટે રાજાઓનું વચન માત્રજ સાર છે જે પોતાનું વચન પાળતો નથી તેના સુકૃત્યનો નાશ પામે છે માટે હે પ્રધાન મારા નેમ ધારણ કર્યા પછી તમો શું વિચાર કરો છો. થનાર હશે તેમ થશે. પાણી પીધા પછી ઘર પુછવું અને જાત પૂછયા વિના પર મુલની પરીક્ષા શું કામની છે તેમજ ક્ષૌર કરાવ્યા પછી નક્ષત્રને પૂછવું એ વૃથા છે. હે ગુરૂ મહારાજ આપ દેવગુરૂના પ્રસાદથી લીધેલા નેમને પાર પાડીશું. આપની કૃપા વડે આનંદથી મ્હારા નેમ ધારણ કરેલાનો નીર્વાહન કરીશ. હે ગુરૂદેવ જેમ સૂર્યના પ્રસાદથી અરૂણ નિરંતર આકાશના અંતને પામે છે તેમ તે આપના પ્રસાદથી હું તેમના અંતને પામીશ. એમ કહી રાજા પોતાના નગર નિવાસીઓને સૈન્ય સહિત ચાલતા થયા અને તે ભકત મંડળની સાથે ચાલ્યા પોતે કર્મ વેરીના ઉપર ચઢાઇ કરતા હોય તેમ ઉતાવલે પ્રયાણ કરતાં ચાલ્યા, ત્યાં કેટલાએક દીવસે ભુતાન દેશ બદ્રિકા આશ્રમના લગભગ બદ્રિનારાયણની એક અરપીમાં પહોંચ્યા. તે સમયે ક્ષૂધા તૃષા અને પરિશ્રમથી થાકી ગયેલા ખેદ પામી ત્યાં વિશ્રામ કર્યો. ત્યાંથી પુનઃ પ્રભાતમાં ચાલતા થયા તે સમે બદ્રિનાથના શિખરના કાંગરા દેખાવા લાગ્યા તે જોઇ આનંદ યુકત થયા. પછી આદર પૂર્વક તીર્થના દર્શન કરી અત્યંત હર્ષને પામ્યા. બાદ ત્યાં

મુકામ કરીને પ્રેમ પૂર્વક પ્રભુ બદ્રિ વિશાળ નારાયણુની પૂજા સેવા કરી આનંદને પામ્યા અને પોતે પોતાના નેમો પૂર્ણ કર્યા અને પ્રેમ ભકિતથી સમાધાન થઇ પોતાના આત્માને સુકૃત્યના અમૃતથી સંપૂર્ણ ભરી દીધું અને મહાત્માને પુછ્યું કે ગુરૂદેવ એ તીરથનો મહિમા શું છે. મહાત્મા કહે છે કે હે રાજા ધન્ય છે. કારણુ કે તહારા હૃદયમાં પ્રેમભકિતના વૃક્ષની લતાઓએ પ્રફુલીત પોતાનું શરીર કર્યું છે. ભવિ-ષ્યકાળને વિષે તું અનંત સીદ્ધીને પામશે. આ તીર્થને વિષે યાત્રા તપ, દાન વિગેરે ક્રીયાઓ શુભ સ્થાનને વિષે વાવેલા બીજની જેમ અનંત ફળદાતા થાય છે. હે રાજા એ તીર્થનું ધ્યાન ધરવાથી, દશ, ગૌદાનનું પુન્ય થાય છે અને જે કોઇ પ્રાણીએ તીર્થ જવાની મનને વિષે કલ્પના કરી હોય તો તેને એકવીસ ગૌદાનનું પુન્ય થાય થાય છે વળી તેના દુષ કર્મનો ક્ષય થઇ જાય છે. હે રાજા શ્રી બદ્રિનારાયણુના ગિરિ ઉપર જઇ પરમાત્મા બદ્રિનારાયણુના દર્શન કર્યાથી નર્ક અને પક્ષીની યૌની કદી પણુ તેને આવતી નથી. એ બે દુર્ગતીનો નાશ થાય છે અને પરમાત્માનું પુજન વિધિ સહિત જે પ્રાણી કરે છે તે પૂર્વ ( **पुनर्जन्म न विद्यते** ) તેનો ફરી જન્મ થતો નથી ને અનેક જન્મના ઉપારજીત કરેલા દૃષ્ટ કૃત્યનો ક્ષણુ માત્રમાં નાશ થઇ જાય છે કહેવત છે કે જે ગયા બદ્રિ તે ફરી ના આવે રૂદ્રિ જો આવે રૂદ્રિ તો કદી ના થાય દરીદ્રી. હે રાજા આ શ્રી બદ્રી નારાયણુનો અપાર મહિમા છે આના જેવું શ્રેષ્ટ તીર્થ અન્ય નથી હવે તું ભાવ બુદ્ધિથી શ્રદ્ધા રાખી પરમાત્માનું ધ્યાન કર આવા મહાત્માના વચન સાંભળી રાજા પરમાત્માના ધ્યાનમાં તલ્લીન થઇ ગયો. બાદ અનેક પ્રકારના સુકૃત્યો રાજાએ પ્રેમપૂર્વક કર્યા. ત્યાં રાત્રિ નિવાસ કરી ત્યાંથી જગન્નાથજી તરફ પ્રયાણુ કર્યું. રસ્તે ચાલતાં

ગુરૂ મહારાજને પૂછ્યું હે ગુરૂદેવ જગદીશનું શું માહાત્મ્ય છે. મહાત્મા બોલ્યા હે રાજા જગદીશની તરફ જાત્રાને માટે પગલું ભરે છે તે પ્રાણીના એક એક પગલાંએ ગૌદાનનું પુન્ય થાય છે અને અનેક જન્મના કરેલાં પ્રાશ્ચતો તત્કાળ નાશને પામે છે. શુદ્ધ બુદ્ધિવાન મનુષ્યથી પરમાત્મા જગદીશનું ધ્યાન ધરે છે તેને કોટી વર્ષ તપ કર્યું હોય તેટલું પુન્ય પ્રાપ્તી થાય છે. અહા તીર્થનો શું મહિમા છે એક મહુર્ત માત્રમાં સત કોટી વર્ષ સુધી સતૃક્રિયા કરવાથી જે ફળ પ્રાપ્તી થાય છે તે ફળ એક ક્ષણ માત્રમાં પ્રાણી ઉપાર્જન કરે છે. હે રાજા આ તીર્થને વિષે એક દિવસ ઉપવાસ કરવાથી સર્વ તીર્થને પ્રણામકર્યાં જેટલું પુન્ય થાય છે; એ તીર્થને વિષે એક સાધુને તૃપ્ત કર્યાથી સો બ્રાહ્મણ જમાડયા જેટલું ફળ મળે છે એક દિવસ એ સ્થળને વિષે પરમાત્માનું ધ્યાન કરે તો એક વર્ષ તપ કર્યા જેટલું ફળ મળે છે અને પ્રેમ યુક્ત પરમાત્માની પૂજા કરવાથી એક માસ તપ કર્યું હોય તેટલું ફળ એક પૂજાથી પ્રાપ્તી થાય છે અને બીજા તીર્થમાં અનેક દિવસ સુધી નિવાસ કરે અને સેવાપુંજા કરે તેટલું ફળ શ્રીજગદીસપુરીમાં નિવાસ કરી એક દિવસ સેવાપૂંજા કરવાથી તેજ ફળને પ્રાપ્ત થાય છે એમ અરસ પરસ રાજા પ્રશ્ન પૂછે છે અને મહાત્મા સમાધાન કરે છે તેમ કરતાં અનુક્રમે ચાલતાં જગદીશપુરીમાં આવી પહોંચ્યા ત્યાં પરમાત્માનાં દર્શન કરી પોતાના અનેક જન્મના દોષોનો નાશ કર્યો ત્યાં રાજા પ્રેમ પૂર્વક જગદીશપુરીમાં ત્રણ દિવસ નિવાસ કર્યો. પોતાની યથાશકિતથી અનેક પ્રકારના દાન પુન્યો ને શુભ કર્મો કર્યાં ત્યાંથી શ્રીશ્વેતબીંદુ રામેશ્વર તરફ ચાલ્યા ત્યાં પ્રણામ કરી અનુક્રમે ચાલતા ચાલતા રામનાથ ધામને વિષે પહોંચ્યા ત્યાં પરમાત્માના પ્રેમપૂર્વક દર્શન કરી ઘણોજ આનંદ પામ્યા

અનેક ગંગાજળોના ઘટ રામેશ્વર ભગવાનને ચઢાવ્યા અને ષોડસોપચારે પરમાત્માની પૂજા કરી. એક દિવસ ઉપવાસ કર્યો બાદ મહાત્માને પૂછ્યું કે હે દેવ આ તીર્થનો શું મહિમા છે તે સમે મહાત્મા બોલ્યા હે રાજન એક દિવસ ઉપવાસ કરવાથી અનંત વર્ષ તપ કર્યું હોય તેટલું પુન્ય થાય છે અને રામેશ્વર ભગવાનને માત્ર એક સુગંધીત ધૂપ કરવાથી એક સત ગૌદાનનું પુન્ય થાય છે. તથા એક સાધુ જમાડવાથી લક્ષ બ્રહ્મ ભોજન કર્યું હોય તે ફળને પામે છે. જેમ પાણીના સ્થળ તો ઘણા હોય. પરંતુ સમુદ્ર એ જળનિધિ કહેવાય છે તેમ અન્ય સર્વ તીર્થોને વિષે એ શેતબીંદુ રામેશ્વર એ મહા તીર્થ કહેવાય છે હે રાજા એજ મુજબ દ્વારકાધીશ પરમાત્માનું ધામ છે તે તીર્થની યાત્રા જે પ્રાણીએ કરી નથી તેણે પોતાનો અર્થ સાધ્યો નથી. એમ માનવામાં આવે છે તેનો જન્મ અને જીવતર વૃથા છે, તેનું દ્રવ્ય અને કુટુંબ સર્વ નીરર્થક છે જેને તીર્થનું દર્શન કર્યું નથી. જે પ્રાણીઓ કોઈ પણ જાત્રા (પવિત્ર ધામને) વિષે ગયા નથી તે પ્રાણી જન્મ્યો પણ ન જન્મ્યા બરાબર છે. જે પ્રાણી પોતાના કલ્યાણ માટે તીર્થ કરતો નથી તે પ્રાણી જીવ્યો ન જીવ્યો બરાબર છે. કહ્યું છે કે જીવ્યા કરતાં જોયું ભલું. દરેક પ્રાણીએ મનુષ્ય દેહનો લાભ, દાન, શીલ, તપ, સત્ય, ક્રીયા કરવાં એ સર્વે કલ્યાણનો હેતુ છે. કારણ કે લક્ષ ચોરાશી યોનીયો વિષે અન્ય જીવોને જ્ઞાન હોતું નથી માટે મનુષ્ય દેહ પામીને તીર્થ વ્રતને દાન પુન્ય આદર પૂર્વક પ્રાણી શા માટે ન કરે જેને ચારે ધામની યાત્રા પ્રેમપૂર્વક કરી છે તેઓને ધન્ય છે. તેજ પ્રાણી જગતમાં માન્યતાવાળો છે. એવા મહાત્માના વચન સાંભળીને રાજાની હૃદયભૂમી કોમળ થઇ જાય અને પ્રેમભકિત રૂપ બીજનો અંકુર ફૂટયો અને સતકર્મથી

વૃક્ષનો અત્યંત ફેલાવો થયો, અર્થાત કે ગુરૂ મહારાજના વાગવિલાસથી રાજા તત્કાળ જ્ઞાનને પ્રાપ્ત થયો બાદ અનુક્રમે ત્યાંથી પ્રયાણ કરી દ્વારકાપુરીમાં આવ્યા ત્યાં પરમાત્માના દર્શન કરી અત્યંત હર્ષને પામ્યો ત્યાં અનેક પ્રકારના દાન, પુન્ય કર્યા બાદ, ઉપવાસ વૃત કર્યું અને પોતાના અંતઃકરણના ભાવથી પરમાત્માની સેવા પૂજા કરી પોતાના પૂરજનો સ્ત્રીઓ અને સૈન્યાસહિત રાજાએ પ્રયાણ કર્યું. અનુક્રમે ચાલતાં રસ્તામાં રાત પડી ત્યાં નિવાસ કર્યું. રાત્રિએ શયન કરતાં સર્વનું ચિત્ત ભગવાનની અંદર હોવાથી સ્વપ્નમાં ભગવાને દર્શન આપ્યું, પ્રાતઃકાળ થયો સર્વ જણા જાગ્યા બાદ સચ્ચ-વેશ્વર વિગેરે જાત્રાવાસી સર્વ લોકો જાગૃત થયા અને તે સમે અરસ પરસ પોતે પોતાના સ્વપ્નનું વૃતાંત જણાવવા લાગ્યા અને પરમાત્માને નમસ્કાર કરી પોતાના આત્મારામને ધન્ય માની પોતાનું સુકૃત્ય પુરણ કર્યું. બાદ ત્યાંથી પ્રયાણ કર્યું. ચાલતાં અનુક્રમે કુચ મુકામ કરી રસ્તામાં મહાત્મા નારાયણ સ્વામીની પર્ણકુટી આવી. ત્યાં જાત્રાવાસી સર્વ લોકોએ નિવાસ કર્યો અને વળી ત્યાંથી મહાત્માની રજા લેઈને પ્રણામ કરી ચાલ્યા તે સમે સર્વનો સંગ મૂકી રાજા પુનઃ ગુરૂને પ્રણામ કરવાની ઇચ્છાથી પાછા આવ્યા. અર્થાત ગુરૂના સંગથી સત્ સંગમાં તનમય થઇને ત્યાંથી ગયા છતાં પૂનઃ પાછા આવ્યા ત્યારે મંત્રીએ પૂછયું કે હે ભૂપતિ આ શું તેવારે રાજા બોલ્યો હે પ્રધાન જેમ બાળક પોતાના માતા પિતાનો ત્યાગ કરવા અસમર્થ હોય તેમ હું આ મહાત્માં ગુરૂદેવનો ત્યાગ કરવા અસમર્થ છું કારણ કે ગીતામાં કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે અનેક જન્મ સંસ્કારના સદ્-ગુરૂ સેવતે બુધહિઃ સંતુસ્તા શ્રી ગુરૂદેવ આત્મરૂપ પંચ દર્શયેત્.

માટે હું તો એમની સેવામાં રહેવા યોગ્ય છું. તે સમયે રાજાને સમજાવી સ્વસ્થાને જવાની આજ્ઞા ગુરુદેવે કરી પરંતુ ગુરુમય બની ગએલા રાજાએ ત્યાંજ ડુંગરોની ટળેટીમાં અરણ્ય વિષે એક નવું નગર વસાવવા પોતાના પ્રધાનને આજ્ઞા કરી રાજાની એવી આજ્ઞાથી મંત્રીએ વાસ્તુ વીધિ પ્રમાણે તે સ્થળે તત્કાળ એક નગર વસાવ્યું કારણકે કોણ વિવેકીને બુદ્ધિવાન પુરૂષ સ્વામીએ કહેલા અને યોગ્ય હોય તે કાર્ય કરવામાં વિલંબ કરે ને નગરને વિષે રહેનારા મનુષ્યોની પાસેથી કોઇ પણ પ્રકારનો કર ન લેવાનો નિર્ણય કર્યો હતો તે લોભથી તીર્થવાસી, સ્વાર્થથી, જાત્રાવાશીને બીજા ઘણાક મનુષ્યો ત્યાંજ રહ્યા. તે નગરમાં રહેનારા મનુષ્યો, પ્રાણીઓ આનંદમાં હતા. અને રાજાએ તેનું નામ નવાનગર ધર્યું ત્યાં પ્રજા સાથે રાજાએ આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો તે સમયે ત્યાં રાજાના મહેલ વિષે અનુપમ રૂપવાળો એક પોપટ આવતો હતો. તે ભૂપતિને મનને આનંદકારી રમણરૂપ થયો હતો. રાજ મહેલ ઉપર બેઠેલો તે પોપટ મધુર વચન બોલવા લાગ્યો તે સમે દૈવયોગે રાજાનું ધ્યાન તેને વિષે ગયું તે સમય રાજાના અંતઃકાળનો હતો. એકાએક પ્રાણ પ્રયાણ સમયે પોપટ બોલ્યો અને તે જાણે ધ્યાનથી આ કૃષ્ણ થયો હોય તેમ તેનો આત્મા રાજાના દેહનો ત્યાગ કરી પોપટ યોનીમાં ગયો. અરે પ્રભુ ભવિષ્ય પ્રબળ છે. અંત સમયે જેવી મતિ તેવી ગતી. રાજા પોપટ થયો. પોતે રાજા પરમ ધર્માત્મા હતો અને દુષ્કર્મનો ક્ષય કરવા યાત્રાઓ કરી છતાં પણ પોપટની ક્રીડામાં ધ્યાન જવાથી તે તિર્યન્ચ યોનીમાં પડ્યો. ધર્મનો યોગ છતાં તેની એવી ગતિ થઇ. દૈવનો વિચિત્ર મહિમા છે. અનેકાનેક જન્મના સંસ્કારો આવી ચડે છે જુઓ કે પવિત્ર તીર્થ વ્રત કરવાથી પ્રાણીની દુર્ગતી દુષ્કર્મનો ક્ષય કરે છે

પરંતુ ત્યાં તેવા કર્મ બંધ કરે તો તે કર્મ ભોગવવાનું સમજવું. તેથી તીર્થના મહાત્મનો દોષ નથી જેમકે વૈદે આરોગ્ય કરેલો મનુષ્ય કુપથ્ય કરીને માંદો થાય તેમાં કાંઇ ઔષધીનો દોષ નથી તેમજ વૈદનો પણ દોષ નથી તેવી રીતે દેવભૂમિની યાત્રાથી કરેલા અકર્મ કરી બંધન થઇ ભોગવે છે તેથી તીર્થનો દોષ નથી. પોતાના પૂર્વ કૃત્ય દુર્ભાગ્યના ઉદયથી ઉત્પન્ન થયેલા દુઃખ કર્મ ગયા નથી. રાજા પોપટ થયો તેને સત્‌કર્મ કર્યું છે તેનું ફળ સારૂં છે. તે આગળ મળશે. તે મૃત્યુ પામેલો રાજાની ક્રિયામાં રાણીઓ સતી થઇ તેઓ પ્રાણ ત્યાગ કરીને પ્રથમ દેવલોકમાં દેવીઓ થઇ પણ પોતાના પતિની તપાસ કર્યા કરતીહતી પરંતુ દેવીઓએ દેવલોકથી જન્મ લીધો છે કારણ કે ક્ષીણે પૂણ્યે મૃત્યુ લોકે વસંતી. તે હિરણાશ્રીનો જીવ આત્મા વિશનપુર નગરના રાજા રેતસિંહ ભૂપતિનો પુત્ર મનોહર સિંહ નામે થયો છે અને સાવિત્રીનો જીવ આત્મા પુર્વે કરેલા કર્મના યોગથી ભષ્ટ દેશના ક્ષત્રીને ત્યાં પુત્રી થઇ છે તેને કોઇ દુષ્ટ લોકોએ ઋષિ આશ્રમમાં મૂકેલી તેથી તે ઋષિની પાળક પુત્રી છે તેનું નામ કમળા છે તે ઋષિની પાળક પુત્રી કમળાનો પૂર્વ જન્મનો સ્વામી જીતસિંહ પોપટનો દેહ છે.

હે મનોહરસિંહ રાજા તે તમને પેલા વૃક્ષ આગળ મળ્યો અને મિષ્ટ વચનથી બોલાવી તમને તે આશ્રમ પ્રત્યે લઇ ગયો ત્યાં તમારો વિવાહ થયા પછી કન્યાનાં યોગ્ય અલંકારને વસ્ત્ર આપ્યા. તમને પાછા લાવ્યો અને તમારી સેન્યાનો મિલાપ કરાવ્યો. તે પોપટ મરણ પામી પાછો દેવલોકમાં ગયો. બાદ પૂર્વનું પુન્ય ભોગવી તે મૃત્યુ લોકમાં તે તમારો પક્ષીરાજ શુક નામે પુત્ર થયો છે તેથી તે વૃક્ષ

નીચે પોતાનો પૂર્વ વૃતાંત તમારા મુખથી સાંભળી પોતાની જાતી સ્મરણ પામી વિચારવા લાગ્યો કે જે પૂર્વ ભવમાં મ્હારી સ્ત્રીઓ હતી તે હાલ મ્હારા આ ભવમાં માતા પિતા છે તેને મારે માતા પિતા કહેવા તે કરતાં મૌન રહેવું તેજ શ્રેષ્ટ છે. એમ વિચારી આ બાળકે મૌન ધારણ કર્યું છે. તેમાં કંઈ દોષ અથવા રોગ વિના એને પોતાની મેળેજ અત્યાર સુધી મૌન ધારણ કર્યું હતું. હમણા મહારા વચન માની ને તે કે શુભ અશુભ સંસ્કારે નિશ્ચયપૂર્વક અભ્યાસને વશ છે એ પ્રમાણે મહાત્મા બોલી રહ્યા. એટલે રાજકુમાર બોલ્યો. હે શ્રી સ્વામી ગુરુદેવ એ સર્વ વૃત્તાંત જેમ આપે કહ્યા તેમજ છે પુનઃ ગુરુ બોલ્યા હે રાજકુમાર એમાં શું આશ્ચર્ય છે. એ સંસાર નાટક એવોજ છે. જેને વિષે સર્વ જીવો અનંતવાર પરસ્પર સર્વ પ્રકારે આનંદ ભોગવે છે. પૂર્વના સંસ્કારનો સંબંધ મહા બળવાન છે. તે ભોગવે છે ને ભોગવી ચૂકયા છે. ને ફરી ફરીને ભોગવશે કહ્યું છે કે:- શ્લોક.

**या पिता शा भवे पुत्रो यापुत्र शा भवे पिता।**
**या कान्ता सामभवेन माता या माताशामभवेत पिता॥**

ભાવાર્થ જે પિતા હોય તે પુત્ર થાય ને પુત્ર હોય તે માતા થાય ને માતા હોય તે પિતા થાય. અર્થાત-કે સંસારમાં પ્રાણી જુદા જુદા પ્રકારના સંબંધ ભોગવે ને પામે છે.

એવી કઇ જાતિ છે કે જેની વિષે જીવે જન્મ ધારણ કર્યું નથી એવી કઇ જાતિ છે કે જીવે અનંતવાર મરણકાલ ભોગવ્યું નથી અર્થાત્ કે અનેક વાર અનેક યોનીમાં જન્મ મરણને ભોગવે છે. એ જીવ આત્મા લક્ષ ચોરાસીમાં વારંવાર ચોરાશી લાખ જન્મ ધરી ધરીને જે ભોગવ્યું છે (રાજા તથા રંક) અનંતવાર રાજા તથા અનં-

તવાર રંક થયો. તેમજ એવી કોઇ યોની નથી કે એવી કોઇ જાત નથી એવું કોઇ સ્થાન નથી. અને એવું કોઇ કુળ નથી કે જેને વિષે પ્રાણી કોટી અનંતવાર જનમ્યો ને મરણ પામ્યો નથી. અર્થાત કે વેવાર રાશીને પ્રાપ્ત થએલા જીવોને સંસારમાં ભ્રમણા કરતાં કોટી અનંતો કાળ થયા છે. જીવ વારંવાર જન્મે છે ને મરે છે માટે જે જે જીવોને પૂર્વે કહેલા જાતિ આદિ અનેક યોની સર્વસ્થાનમાંઅનંત વાર જન્મ પ્રાપ્ત થયો છે ને થશે માટે સુજ્ઞ પ્રાણીએ કોઇની ઉપર રાગ દ્વેશ ધરવો તે યોગ્ય નથી તેમજ કોઇની સાથે વિરૂદ્ધ પણ રાખવે યોગ્ય નથી સમજદાર બુદ્ધિવાન મનુષ્યે ફકત પોતાના મનમાં સમતા ધારણ કરીને વહેવારને અનુસરવો એજ શ્રેષ્ટ છે મહાત્મા કહે છે હે રાજકુમાર મારો પણ એવાજ પ્રકારનો સંબંધ છે તે જોઇ હું મહા ખેદ પામી સંસારને ધીકકારતો હતો અને વળી એજ મારે વૈરાગ્યનું કારણ થયું છે. તે સર્વ વૃત્તાંતહું તમોને વિસ્તારથી કહું તે સાંભળો. આગળ માટે મંગાવો ભાગ બીજો તૈયાર છે કીંમત ૦-૪-૦ ટપાલ ખર્ચ જુદું

તા. ક:-સ્વ. વાંસદા નરેશ મહારાજા શ્રી પ્રતાપસિંહે એક વખત પુર્વ જન્મનો ચિતાર પુછવાથી તે સમયે આ પુસ્તક લખેલું તે આજે છપાવ્યું. તા. ૭-૪-૨૬

---

## વિનિમય અને સાધના.

હિન્દુસ્થાનના દરેક ભાગમાં ઉપયોગી થઇ પડનારૂં ભુક્તિ અને મુક્તિના (ભોગ-રોગ-ને મોક્ષ) સંપ્રદાયોનું વિવેચન મનુષ્યની અંતર્બાહ્ય ઉન્નતિનું અતિ સ્વચ્છ સરલ અને નિશ્ચિત માર્ગ દર્શક

## હિન્દી ગુજરાતી માસિક પત્ર.

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ | રૂા. ૩-૮-૦ | ટપાલ ખર્ચ માફ |
| છ માસિક ,, | રૂા. ૨-૦-૦ | |
| છુટક ,, | રૂા. ૦-૫-૦ | |

હિન્દુસ્થાન બહાર માટે ટપાલ ખર્ચ જુદો

**જલ્દી ગ્રાહક થવા ભલામણ છે.**

ધંધાધારીઓને પોતાના ધંધાની જાહેર ખબર આપવામાં ઉત્તમ સાધન-જાહેરાતના દર માટે પૂછો.

વ્યવસ્થાપકઃ-વિનિમય તંત્રાલય

બારડોલી ટી. વી. રેલ્વે.

---

**વર્ણાશ્રમ વિવેક અને સ્પૃસ્યા સ્પૃસ્ય રહસ્ય સનાતન ધર્મ રહસ્યથી ભરપુર.**

લેખક રામચંદ્ર ટી. અધ્વર્યુ બારડોલીકર

ગીતાંજલીના ભાષાંતરના કર્તા

મંગાવો કીંમત ૦-૮-૦ ટ. ખર્ચ જુદો.

**લખો. ધી. શાધાવર ભારતીય ભેષજાલય**

પુસ્તકીય શાખા-બારડોલી.

# શ્રી રાધાંવર ભારતીય ભેષજાલયની
# કેટલીક ચમત્કારી ઔષધિ

**જ્વર મર્દન**

સર્વ જાતના તાવ માટે. ત્રણજ ગોળીથી તાવ જાય. સેમ્પલ પેકેટ ગોળી નં. ૨૫ના ૦-૨-૦ ગોળી ૬૦ ના ૦-૪-૦ ગોળી ૧૪૦ ના ૦-૮-૦ ગોળી ૩૦૦ નો રૂપીઓ ૧ પરેજી નથી ઠંડા પાણીસાથે લેવી.

**કામ કળા ગુટિ**

નામર્દાઈ દૂર કરી વીર્ય વૃદ્ધિ કરે છે. તાત્કાલિક અસર ગોળી ૫૦ ના રૂા. ૨-૮-

**વિરેચન ગુટિ**

પેટમાં પીડા કે ચુંક કર્યા શિવાય સાધારણ જુલાબ આપી વાયુ અને પિતને દુર કરે છે. કીંમત ૫૦ ગોળીના ૦-૪-૦ ત્રણ ગોળી ગળવી

**કાસારિ**

ખાંસી, દમ શ્વાસ હાંફણ ઉધરસ અને શરદી શળેખમ માટે સારી છે. ગોળી કીંમત ૫૦ ગોળીના ૦-૪-૦ ત્રણ ગોળી ગળવી

**વાતારિ તૈલ**

વા, સંધિવા આધાશિશી માથુ દુખવું એ વીગેરે મટી જાય છે. ડ્રા. ૦-૧૦-૦ મોટી શીશી કીંમત ૧-૪-૦

**સૌંદર્ય**

[illegible] કીમત ૦—૬—૦

**મહેંદી**

[illegible] અતિ [illegible] કીમત [illegible]

**અનાઈલી**

દાંતની [illegible] (મુખુંને) દૂર કરે છે. અને મુખ મજબુત બનાવી દાડમની કળી જેવા દાંત કરે છે. કીમત ૦—૬—૦

**મૃગાક્ષી નં. ૧**

આંખને માટે ખાસ નં ૧ [illegible] ની કીમત ૦—[illegible] નં. ૨ [illegible] ની કીમત ૦—૨—૦ [illegible] માટે ગમે તેવા આંખના દર્દ માટે નં. ૧ વાપરવી

**મૃગાક્ષી નં. ૨**

આંખનાં દરદ માટે નં. ૧ વાપર્યા પછી અથવા સામાન્ય રીતે આંખનું તેજ કાયમ રહેવા અને સારૂ થયા પછીથી નં. ૨ ની વાપરવી જેથી આંખને ઠંડક મળી તેજ વધે છે.

**રામરક્ષા ચુર્ણ**

સર્વે રોગના અટકાયત માટે આઠથી એંસી-વર્ષ સુધીનાને નીરોગી રહેવામાં દરરોજ અથવા નિદાન અઠવાડીયામાં બે વાર સેવી અતી ઉપયોગી છે પા રતલની કીમત રૂ. ૨—૦—૦

**પ્રદરારિ**

સ્ત્રીની સફેદ કિંવા રાતી ધાતને બંધ કરી ગર્ભાશયને સુધારે છે કીંમત ૧-૦-૦

**ગ્રહુબંધ**

અતિસાર સંગ્રહણીના વ્યાધિને અંકુશમાં લાવે છે. કીંમત ૦-૮-૦

**મેહમર્દન**

પ્રમેહના કોઈ પણ પ્રકારના દર્દ ઉપર આ અતિ સુગમ અને અકસીર દવા છે. ઠંડા પાણીમાં નાંખી થોડી વાર ઠરવા દઈ હલાવી દિવસમાં ૩ થી ૬ વાર શરીરમાં શાંતિ થાય ત્યાં સુધી પીવું કીંમત શીશી ૧ ના ૦-૧૨-૦

**પાચક રસ ચૂર્ણ**

ભોજન ઉપર ઠંડા પાણી સાથે એક ન્હાની ચમચી જેટલું લેવું સાફ ઓડકાર આવી પાચન ક્રિયામાં મદદ કરે છે. કીંમત શીશી ૧ ના ૦-૮-૦

**અમર કૌમાર**

યુવાન વા વૃદ્ધ સર્વેની શક્તિ અને પાચન ક્રિયા કાયમ રાખી કરચલી વા પળી થવા દેતાં નથી આવતી જરા વૃદ્ધા વસ્થાને અટકાવી શરીર મરણ પર્યંત નિયમિત રાખે છે. કીંમત શીશી ૧ ના રૂ. ૨-૦-૦

**અમર કૌમાર**

લેવાની રીત એક સોનાના ચાર આંગળીઆ વરગ સાથે જરા મધ મિશ્રણ કરી માંહે નાંખી ચાટી જવું ઔષધ રોજ સવારે ઉપર અને તો દૂધ પીવું.

**કામ કળા તૈલ**

અદ્દભૂત શક્તિ આવે છે શીશી એકના રૂા. ૨॥ પાનની સાથે એક રતી લેવું. તથા જરૂર જણાતાં એજ તેલનું માલીસ કરવું વિ. રીત માટે પૂછો

**વિરેચન ચૂર્ણ**

આ પાઉડરમાંથી નહાની ચમચી ભરીને ફાકી મારવી અને ઉપર ચાહ અગર ગરમ પાણી પીવું. શીશી ૧ ની કીંમત ૦-૪-૦ દસ્ત સાફ આવે છે.

**યુવાંકુશ ચૂર્ણ**

જુવાનીમાં અનેક રીતે કુસંગમાં બગડવાના શરીર વિકારને નિયમમાં રાખે છે. અને અણુકાલે અઘટિત વિકાર ઉત્પન્ન થવા દેતું નથી. ખાસ વિદ્યાર્થી અને અભ્યાસકો માટે આ અતિ ઉપકારક વસ્તુ આયુર્વેદના આશીર્વાદ રૂપ તૈયાર કરવામાં આવી છે એથી મગજ શાંત રહે છે અને બુદ્ધિ સ્મૃતિ નિઃસંદેહ વધે છે. કીંમત શીશી એકના રૂા. ૧-૪-૦

**યુવાંકુશ ચૂર્ણ**

લેવાની રીત, દહીં અને મધ કે સાકર સાથે એક ચમચી સવાર સાંજ લેવું ઉપર નવટાંકથી પાશેર દુધ સફેદ મરી ૫ દાણાં સાકર ૫ વાલ અને ઘી

આ રાધાવર ભારતીય ભૈષજ્યાલય શુધ્ધ દેશી મનોહર તથા રોગો માટે વૈદકીય સલાહ લેવાનું ઉત્તમ ઠેકાણું છે, પત્રના જવાબ માટે હમેશ ટીકીટ બીડવી અને શિરનામુ ચોક્સ લખવું. વૈદકીય સલાહ માટે શ્રી લેવામાં આવતી નથી.

દરેક ઓષધિ પર અમારા ઔષધાલયના ટ્રેડમાર્ક તથા સહી ખાત્રી કરવી. પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો. લખો:—

## વ્યવસ્થાપક— શ્રી રાધાવર ભારતીય ભૈષજ્યાલય

**બારડોલી (સુરત)** સ્ટેશન રોડ



સુરત-નેશનલ પ્રેસ

ગુનાનપુરી ભાગોળ, કાટસરીસ રોડ, **સુરત.**



# વીમો ઉતરાવવાની જરૂર

# હરેકને છે

વિમો ઉતરાવતા પહેલાં મળવાથી પ્રીમીયમના ભાવમાં તથા પોલીસીના હકકમાં વધારે લાભ સચવાય તેવી સલાહ મફત આપીશું. ૭

લખો—મેસર્સ પી. અધ્વર્યુ બધર્સ.

બારડોલી. બી. બી. રેલ્વે.

મોલ્ડાર્ઈન સુંદર અને ટકાઉ

ઘડીયાળ  હાથે બાંધવાની  ઘડીયાળ

## થોડી મહેનતે
# મફત મફત મફત

કુપન ખરીદો અહીંથી મળશે

વધુ વિગત માટે લખો—

ધી રાધાવર વોચ એજન્સી.

આઃ